ॐ तत्सत्

# श्रीमंगलाचरण

तथा

# श्रीगुरुमहिमा.

मूल्य रु. ०-३-०



ॐ तत् सत्

॥ श्री ॥

# मंगलाचरण

तथा

# गुरु माहिमा.

ब्रह्मनिष्ठ आचार्य सद्गुरु श्री भगवानजी विश्वनाथजीनी

शुभ आज्ञा अनुसार.

## आवृत्ति बीजी.

प्रकाशक,

रा. नारदलाल पोपटभाई वैष्णव.

संवत् १९६८ श्रावण शुदि ९.



मूल्य रु. ०-३-०.



ॐ

नारायणं पद्मभवं वसिष्ठं शक्तिंच तत्पुत्र पराशरंच
व्यासं शुकं गोडपदं महान्तं गोविंदयोगींद्रमथास्यशिष्यम् ।
श्रीशंकरा चार्य मथास्य पद्म पादंचहस्तामलकंचशिष्यम्
तंत्रोटकं वार्तिककारमन्या नमस्मद्गुरून् संततमानतोऽस्मि॥

આ ચોપડી શ્રી 'સરસ્વતી' પ્રેસ, નં. ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ,
એ ઠેકાણે શા. મગનલાલ જગજીવનદાસે છાપી છે.

ॐ

# प्रस्तावना

## मंगलाचरण विधि

અનાદિ શિષ્ટાચાર પરંપરાથી પ્રાપ્ત વિધિ અનુસાર પ્રત્યેક શુભકાર્યના સમારંભમાં તથા અંતમાં સ્વ ઇષ્ટ દેવતાને ઉદ્દેશી મંગલાચરણ અવશ્ય કર્તવ્ય છે. મુમુક્ષુઓને અભીષ્ટ દેવતા શ્રી સદ્‌ગુરૂ છે. વળી सर्व देवमयो गुरुः એ વાક્ય પ્રમાણથી શ્રી ગુરૂનાં મંગલમાં સર્વ દેવોનું મંગલ અર્થાત્ સિદ્ધ થઈ જાય છે, કેમકે :–सर्वं पदं हस्ति पदे निमग्नम् ॥ માટે વેદાંત શ્રવણના ઉપક્રમમાં તથા ઉપસંહારમાં કર્તવ્ય મંગલના આદર્શ રૂપે આ મંગલાચરણ ગ્રંથની યોજના છે.

## ગુરુમહિમા

શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનમ્ એ પ્રમાણથી શ્રી ગુરૂમાં શ્રદ્ધા અતિશય ઉત્પન્ન થવાનાં પ્રયોજન અર્થે શ્રી ગુરૂ માહાત્મ્યનું સુગમતાથી દિગ્ દર્શન કરાવવાના હેતુથી પ્રીતમદાસ કૃત ગુરુ મહિમાનો પણ આ સાથે ઉપન્યાસ કર્યો છે.

## ધુની

અંતમાં નિદિધ્યાસન ધ્વનિ રૂપે શ્રી ગુરૂસ્થાનમાં પ્રચલિત ધુનીનું પણ આ ગ્રંથમાં ઉટ્ટંકન કરેલું છે.

નારદલાલ પોપટભાઈ વૈષ્ણવ
તંત્રી અને વ્યવસ્થાપક
શ્રી વેદાંત વિલાસ ગ્રંથાવલિ.

॥ अनुष्टुप् ॥

अखंडानंदबोधेन, शिष्यसंतापहारिणे ।
सच्चिदानंदरूपाय, रामाय गुरवे नमः ॥ ३ ॥

અર્થ—અખંડ આનંદના બોધવડે શિષ્યોના સંતાપને હરનાર તથા સત્ ચિત્ અને આનંદરૂપ શ્રીરામગુરૂને નમન કરૂંછું.

॥ अनुष्टुप् ॥

विश्वेश्वरं विश्वरूपमविश्वं विश्वतो मुखम् ॥
विश्वंभरं विश्वनाथं, विश्वमूर्ति नमाम्यहम् ॥ ४ ॥

અર્થ—જગતના ઇશ્વર, જગતરૂપ, જગતથી જુદા, સર્વવ્યાપક, જગતનું ભરણ પોષણ કરનારા, અને જગત જેની મૂર્ત છે એવા શ્રી વિશ્વનાથ સદ્ગુરૂને હું નમન કરૂંછું.

॥ अनुष्टुप् ॥

शंकरं शंकराचार्यं, केशवं बादरायणं ।
सूत्रभाष्यकृतौ वंदे, भगवन्तौ पुनः पुनः ॥ ५ ॥

અર્થ—ભાષ્યકાર ભગવાન શંકરરૂપ શંકરાચાર્ય, અને સૂત્રકાર ભગવાન વિષ્ણુરૂપ વ્યાસ મુનિને હું વારંવાર વંદન કરૂં છું.

॥ अनुष्टुप् ॥

अज्ञानतिमिरांधस्य, ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥ ६ ॥

અર્થ—જેણે જ્ઞાનરૂપ અંજનની શળીવડે, અજ્ઞાનરૂપ અંધારાંથી અંધબનેલ જગતનું ચક્ષુ ઉઘાડયું, તે શ્રી ગુરૂને અર્થે નમસ્કાર છે.

॥ अनुष्टुप् ॥

श्रुतिस्मृतिपुराणानामालयं करुणालयं ।
नमामि भगवत्पादं, शंकरं लोकशंकरं ॥ ७ ॥

અર્થ—શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના સ્થાનરૂપ, કરૂણાના ભંડાર, અને લોકોને સુખ કરનારા, પૂજ્યપાદ ભગવાન શંકરને હું નમન કરૂં છું.



ઉક્ત પ્રકારે શિષ્ટાચાર પરંપરાથી પ્રાપ્ત વિધિ અનુસાર મંગળ અનુષ્ઠાન કર્યા પછી મનોવૃત્તિને નિર્વિકલ્પ રાખી એકાગ્ર ચિત્તે શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂશ્રીના મુખારવિંદથી વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરવું.

**गुरूक्तिः**

॥ अनुष्टुप् ॥

**श्लोकार्द्धेन प्रवक्ष्यामि, यदुक्तं ग्रंथकोटिभिः ।**
**ब्रह्मसत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैवनापरः ॥ १ ॥**

અર્થ—કરોડો ગ્રંથોએ જે કહેલું છે તે, અર્ધા શ્લોકથીજ કહું છું કે—ब्रह्मसत्य અને जगत्मिथ्या છે, તથા જીવ બ્રહ્મજ છે એથી જુદો નથી.

**॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

# ॥ समाप्ति मंगलाचरण ॥

## ॥ स्रग्विणी ॥

अच्युतं शाश्वतं निष्प्रपंचात्मकं,
निर्गुणं निष्कलं निर्मलं व्यापकं ।
निष्क्रियं सच्चिदानंदरूपं शिवं,
निर्द्वयं केवलं शुद्धदेवं भजे ॥ १ ॥

અર્થ—[1]સ્વસ્વરૂપ નિષ્ઠ, ત્રણે કાળમાં સ્થિતિવાળા, પ્રપંચ રહિત સ્વભાવવાળા, ગુણરહિત, કળારહિત, શુદ્ધ, વ્યાપક, ક્રિયાથી રહિત, સત્ ચિત્ અને આનંદરૂપ, મંગલસ્વરૂપ, દ્વૈતભાવથી રહિત, અને એક રૂપ એવા, જે પવિત્ર દેવ (સચ્ચિદાનંદ પરમાત્મા) તેને હું ભજું છું.

---

૧. સ્વસ્વરૂપથી પ્રચ્યુત—ભ્રષ્ટ નહીં થએલ અર્થાત્ અવિકૃત.

॥ उपजाति ॥

यस्य प्रसादादहमेव विष्णु-
र्मय्येव सर्वं परिकल्पितं च।
इत्थं विजानामि सदात्मरूपं,
तस्यांघ्रिपद्मं प्रणतोऽस्मि नित्यं ॥ २ ॥

અર્થ--જેના પ્રસાદથી " હુંજ વિષ્ણુ છું અને મારે વિષેજ આખું જગત કલ્પિત છે " એમ મારાં સદ્રૂપને હું જાણું છું, તે ( મારા ગુરૂશ્રી ) નાં ચરણ કમલ પ્રત્યે હું હમેશ નમેલો છું.

॥ अनुष्टुप् ॥

अखंडानंदबोधेन, शिष्यसंतापहारिणे ।
सच्चिदानंदरूपाय रामाय गुरवे नमः ॥ ३ ॥

અર્થ—અખંડ આનંદના બોધવડે શિષ્યોના સંતાપને હરનારા તથા સત્ ચિત્ અને આનંદરૂપ શ્રીરામ ગુરૂને નમન કરૂં છું.

॥ अनुष्टुप् ॥

विश्वेश्वरं विश्वरूपमविश्वं विश्वतो मुखम् ।
विश्वंभरं विश्वनाथं, विश्वमूर्तिं नमाम्यहम् ॥ ४ ॥

અર્થ—જગતના ઈશ્વર, જગતરૂપ, જગતથી જુદા, સર્વ વ્યાપક, જગતનું ભરણપોષણ કરનારા, અને જગત જેની મૂર્તિ છે એવા શ્રી વિશ્વનાથ સદગુરૂને હું નમન કરૂં છું.

## દોહા.

જ્ઞાની ગુરૂકોંવંદિયે, જુગલ જોડકે પાણ[1];
રવિ હરતજ્યું તિમિરકું, ગુરૂહરે અજ્ઞાન. ॥ ૧ ॥
પ્રાપ્તિ જે પરિબ્રહ્મકી, જાકે બચનસેં હોય;
તાકી પદરજ પરસિયેં, ગુરૂ સમ આન[2] ન કોય. ॥ ૨ ॥
[3]જિનહીં કે અજ્ઞાન કરી, ભાસત માયા ભાસ;
સ્વસ્વરૂપકે જ્ઞાનસેં, દીસે બ્રહ્મ વિલાસ. ॥ ૩ ॥
જ્ઞાનીકે ઉપદેશસેં, મળે પરિબ્રહ્મ રાય;
દેવા ગુરૂ ધન્ય ધન્ય હે, વંદન યોગ્ય સદાય. ॥ ૪ ॥

---

૧. હાથ. ૨. બીજો.

૩. જે ( પોતાનું સ્વરૂપ ) ન જાણવાથી આ માયાનો ઠાઠ ભાસી રહ્યોછે, તેજ ( સ્વરૂપ ) જાણવાથી સર્વત્ર બ્રહ્મ સ્વરૂપતુંજ દર્શન થાયછે ( માટે તે જ્ઞાન પ્રાપ્ત કરવું. )

## કુંડલીઆ.

દેવા ! એ વરદીજીએં, ઉપજે આતમ જ્ઞાન;
ચરણુ તમારાં ચિતવસે, ધરૂં નિરંતર ધ્યાન.
ધરૂં નિરંતર ધ્યાન, અવર ઇચ્છા નહિ કોઇ,
દુર્લભ એવરદાન, દયાકરી દીજેં સોઇ.
કે' બિહારી કરજોડ, સદાસંતનકી સેવા,
ઉપજે આતમ જ્ઞાન દીજીએં એવર દેવા ! ॥ ૫ ॥
રામગુરૂ ! ચિત રાખિયેં, નિશ્ચલ તવ પદ નેહ,
સત ચરચા સતંસંગકી, જન્મ કર્મ કટદેહ,
જન્મ કર્મ કટદેહ, ટલે અજ્ઞાન અખંડિત,
શ્રવણમનન ધરિધ્યાન, પાર સબહોગયે પંડિત,
બાપુ કે' તુમ બાપ, કૃપાકરી પૂરણકામા,
નિશ્ચલ તવ પદ નેહ, રાખિયેં સદ્ગુરૂ રામા. ॥ ૬ ॥

॥ वसंततिलका ॥

श्रीविश्वनाथगुरुमीड्यमगाधबोधं,
वंदे सदा सकललोकहितावतारं ।
सद्यो विमुक्तिसुखदं हि मुमुक्षुनॄणां,
संसारतप्तमनसामतिविह्वलानाम् ॥ ७ ॥

અર્થ.-સંસારથી તપેલ મનવાળાં અને તેથીજ અતિ વિહ્વળ, મોક્ષની ઇચ્છા વાળાં મનુષ્યોને તરતજ મોક્ષસુખ આપનારા અગાધ બોધવાળા, તથા સકલલોકના હિતને માટે અવતારને ધરનારા, અને સ્તુતિ કરવાને યોગ્ય ( મારા ) શ્રી વિશ્વનાથ ગુરૂને હું સદા વંદું છું.

॥ स्रग्विणी ॥

अच्युतं शाश्वतं विश्वनाथं गुरुं,
ज्योतिषां ज्योतिषं नामरूपातिगं ।
चिन्मयं सर्वगं सर्वसंगातिगं,
सच्चिदानंदरूपं शिवं संभजे ॥ ८ ॥

અર્થ.—સ્વસ્વરૂપથી ભ્રષ્ટ નહીં થએલા, ત્રણે કાલમાં સ્થિતિવાળા, તેજના પણ તેજરુપ, નામ અને રુપથી રહિત, ચૈતન્યમય, સર્વ વ્યાપક સર્વના સંગથી રહિત, સત્ ચિત્ અને આનંદરૂપ, તથા કલ્યાણકારી ( મારાઇષ્ટદેવ ) વિશ્વનાથ ગુરૂને હું ભજું છું.

દોહરા.

એકઘડી આધી ઘડી, આધીમેં પુનિ આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટિ અપરાધ ॥ ૧ ॥

સરોવર, તરુવર, સંતજન. ચોથા વરસે મેહ;
પરમારથ કે કારને, ચારોં ધરીહે દેહ. ॥ ૨ ॥

જીવન યૌવન રાજધન, અવિચલ રહે ન કોય;
જાદિન જાય સત્સંગમે, જીવનકા ફલ સોય. ॥ ૩ ॥

વિશ્વનાથ વ્યાપી રહ્યા, વ્યોમાતીત વિસ્તાર;
તત્પદ ત્વંપદ હું નહીં, અસિપદ રહિત અપાર. ॥ ૪ ।

॥ अनुष्टुप् ॥

पुण्योहं पुण्यकर्माहं पुण्यात्मा पुण्यसंभवः ।
त्वमहं पुंडरीकाक्ष, न भेदोस्ति कदाचन ॥ ९ ॥

અર્થ-હું શુદ્ધ છું, શુદ્ધ કર્મવાળો છું, શુદ્ધાત્મા અને

શુદ્ધ જન્મવાળો છું. હે,[1] પુંડરીકાક્ષ તમે છો એજ હું છું એમાં કદી પણ ભેદ નથી.

---

શ્રીગુરૂનાં મુખથી વિધિવત્ શ્રવણાનુષ્ઠાન થયા પછી, શ્રુત અર્થનું યુકિતથી અનુસંધાન કરવારૂપ મનન કર્તવ્ય છે. શ્રવણના દૃઢ અભ્યાસથી પ્રમાણગત અસંભાવનાની નિવૃત્તિથએ, તથા મનનના દૃઢ અભ્યાસથી પ્રમેયગત અસંભાવનાની નિવૃત્તિથએ, વિપરીત ભાવનાની નિવૃત્તિથવા અર્થે, સજાતીયના પ્રવાહ અને વિજાતીયના તિરસ્કાર રૂપ નિદિધ્યાસન કર્તવ્ય છે; જેની દૃઢ ભૂમિકા સંપાદન થએ, અપરોક્ષ જ્ઞાનની પરાકાષ્ટારૂપ નિર્વિકલ્પ

---

૧. કમળ જેવાં જેનાં ચક્ષુ છે એવા વિષ્ણુ.

દશા સદૈવ મુકતતાના અનુભવમાં પરિસમાપ્ત થાય છે; કે જે શ્રી સદ્ગુરૂની પરમ કૃપાની પરિપકવ દશાનું પાકેલું ફળ છે.

॥ इति शुभं भवतु ॥

સમાપ્ત.





॥ श्री सद्गुरुभ्योनमः ॥



# श्री गुरु महिमा



## साखी

प्रथम नमुं गुरु देवनें, जेणे आप्युं ज्ञान ।
ज्ञानें गोविंद ओलख्या, टल्युं देह अभिमान ॥ १ ॥
तत्वसार त्रिलोकमां, गुरु गोविंद एकरूप ।
आदि अंत मध्य एक छे, हरिगुरुसंत स्वरूप ॥ २ ॥

## ॥ मोतीदाम छंदनी चाल ॥

हरि गुरु संत सदा पद सेवुं, जेनुं नित्य नाम निरंतर लेवुं ।
गुरु गोविंद एक रुप जाणो, रखे भिन्न भाव हृदेमां आणो ॥३॥

गुरु गोविंद थकी छे अधिक, जेनी परमारथ कारण शीख ।
गोविंदना सरज्या पडे जीवजाल, तेने गुरु मुक्ति करे तत्काल॥४॥

एवा गुरु पूरण परम दयाल, पोतानो जाणी करे प्रतिपाल ।
गुरु तणुं ज्ञान ग्रह्युं शुकदेव, संसार समुद्र तर्या ततखेव ॥ ५ ॥

मल्या गुरु नारदने सुखराशि, टाली क्षणमात्रमां लक्ष चोराशी ।
गुरुविना कोइ न पामे पार, जेना यश गाय उमा त्रिपुरार ॥६॥

विरंची व्यास वदे गुरु इष्ट, न जाणे महिमा प्राणि पापिष्ठ ।
तेने गुरुद्रोही कृतघ्नी कहिये, जेणे गुरु ज्ञान धर्युं नही हैये ॥७॥

गुरुनें आप बराबर जाणे, तेने यमदूत वैतरणीमां ताणे ।
गुरुने गाल काढे जे कपुत, तेनुं मुख शूले भरे यमदूत ॥८॥

गुरुनी सेवामां चूक पडावे, तेने हरि चक्रनी धारे चडावे ।
गुरुनी निंदा शुणे निरधार, सीसुं गाली रेडे ते श्रवण मोजार॥९॥

गुरुने चरणें नमावे न शिष, तेने शत्रुरूप गणे जगदीश ।
गुरुनी शैयायें जे पग धारे, तेने त्रिलोकमां कोणउगारे ॥ १० ॥

गुरु मरजाद न राखे कोय, ते तो नर रणमां राक्षस होय ।
गुरुविना सकूट जेवो साप, तेनुं मुख दीठे चडे वहु पाप ॥११॥

गुरुविना नगुरो फरे नर जेह, मुवा पछी ढोर अवतरे तेह ।
एवुं गुरु गीतामां कहे शिवराय, जेने वेदशास्त्र निरंतर गाय॥१२॥

गुरु ब्रह्म केवल ज्ञान स्वरुप, जेने हृदे आतम तत्त्व अनूप ।
तत्त्वमासि लक्ष्य अखंडानंद, त्रिगुणातीत टाले भवफंद ॥१३॥

एवा गुरु प्रेमे करीजे पूजे, तेना घटमांही त्रिभुवन सूजे ।
गुरुनुं प्रेमें चरणोदक पीधुं, तेणे त्रिलोकनुं तीरथ कीधुं ॥१४॥

पामे परसाद गुरुनो प्रीते, जाणे तेणे यज्ञ कर्या लक्ष नित्ये ।
गुरुने प्रेमे सतोष पमाड्या, जाणे तेणे चौदे लोक जमाड्या ॥१५॥

गुरु परिक्रमा करी लागे पाय, तेने सर्व साधन सेजे थाय ।
एवा गुरु जाणीने आव्यो शरण, निवारो नाथ जनमने मरण॥१६॥

धरि धरि देह पाम्यो बहु दुःख, हवे हरि आपो अविचळ सुख ।
पीडाणो पारविना महाराज, हवे हरि बांह ग्रह्यानी लाज ॥१७॥

जोशो अपराध मारा जो ईश, त्यारे कोइकाळे हुं केम तरीश ।
ज्यारे निजमात बालकने मारे, त्यारे तेने बांजुं ते कोण उगारे॥१८।

अभयपद व्रत तमारुं होय, आवे शरणे तेने हणे नही कोय ।
तमोगुण गाये जो कर्म न नाशे, त्यारे कोण चरण तमारां उपासे।१९

रविने उगे रहे अंधकार, त्यारे तेने शीद इच्छे संसार ।
पीयूषने पीधे रोग न जाये, त्यारे शो अमृतनो महिमाय ॥२०॥

सुरतरु सेवे न भांगे भुख, त्यारे तेने केम कहिये सुररूख ।
तीर्थमां नाये न जाये पाप, त्यारे शो तीरथनो परताप ॥ २१ ॥

पारसने परसे न थाय हेम, त्यारे तेने पारस कहिये केम ।
सिंहने शरणे जंबुक जाय, त्यारे सिंह शरणे गये शुं थाय॥२२॥

रामनाम लेतां दमे न अज्ञान, त्यारे कोण कहेशे भला भगवान ।
काम क्रोध लोभ लूंटे ज्यारे चोर,त्यारे शुं नाथ तमारुं जोर॥२३॥

धणीमां ज्यारे मले नहीं ढंग, तेनी स्त्री फरे उघाडे अंग ।
पतिवृता नारि पतिने लाज, एवुं मनमांही जूवो महाराज ॥२४॥

पीडा पामे दास प्रभुने खोट, अमोपर काल चलावे चोट ।
प्रभुनुं भजन करे तें पीडाय, तेनो तमने बटो छे जदुराय॥२५ ॥

आपो निज भक्ति संग उमराव, हृदे खेडुं उजड फेरवसाव ।
बेसारोने बेरख नाम तमारुं, तेणे करी कारज थाय अमारुं॥२६॥

त्यारे फरिनगरन लुंटे कोय, ज्यारे रखवालुं हरीनुं होय ।
आवी प्रभु करो हृदामां वास,त्यारे सर्व थाय अविद्या नाश॥२७॥

वर्तावोने एक तमारी आण, उघाडोने रामरतननी खाण ।
दीनपणुं दूर करो जदुनाथ, हवे हरि हेत करी झालो हाथ ॥२८॥

बोलावीने पास बेसारो बाप, पमाडो शीद हवे परिताप ।
भमावो शीद हवे भगवान,दया करी दीजे अभय पद दान॥२९॥

नाठे नहीं छूटो त्रिभुवन नाथ, नमेलुं नाथ तमारो साथ ।
वेरी मेघ बिंदु बराबर होय, तमारो संग न मूकुंताय ॥ ३० ॥

मायाने वारो तमे रामराय, नथी केने जंपवा देतीजराय ।
करेछे सांधा वांधा वहु जोर, एवुं एनुं कारमुं काम कठोर ॥३१॥

हरिगुरु संतमां अंतर पाडे, जीवने लालच लोभ देखाडे ।
एने कोई जीते महा शुरवीर, डगे नहीं धर्म धुरंधर धीर ॥ ३२ ॥

सागर सातते अंजलि नीर, गोपद भूमि गगन समीर ।
शून्यमां पूरण देखे सोय, मृत्यु तेने अमृतनुं फल होय ॥ ३३ ॥

जाणो कांइ मागशे मारी पास, एवुं रखे जाणता श्री अविनाश ।
रिद्धि सिद्धि मारे न जोइए मुक्ति, न मागुं योग सिद्धिनी युक्ति।३४

न मागुं एक छत्र समराज, इंद्र तणा आसननुं शुं काज ।
इच्छुं नहीं अजपदने कैलास न मागुं गोलोक वैकुंठवास ॥३५॥

पदरज एक चडावुं शीश, तमारी महेर मायाना अधीश ।
इच्छूं नहीं अन्य पदारथ कांय, राखो निज चरण कमळनी छांय॥

मागुं प्रेम भक्ति सतसंग सार, मागुं यश गाथा लीला अवतार ।
नडे नहीं कोय मने संसार, रहुं निज नाम तणे आधार ॥ ३७॥

प्रीतम पतित उधारण नाम, तार्या कइक कोटि पाम्या निजधाम।
त्यां तो मन करे निरंतर वास, प्रेमे करी कहे प्रीतमदास ॥३८॥

## साखी

सत्य नाम प्रभु तम तणुं, सत्य सत्पुरुष विचार ।
कहे प्रीतम शुद्ध भावशुं, रीझे नित्य देदार ॥ ३९ ॥

गाय शीखेने सांभले, धरे निरंतर ध्यान ।
कहे मीतम नरनारमां, नहीं कोय तेजसमान ॥ ४० ॥

इतिश्री प्रीतमदासकृत गुरु महिमा समाप्तः ॥

॥ शुभं भवतु ॥

ॐ



ॐ

# धूनी

जय जय गुरु महाराजागुरु,

जय जय परं ब्रह्म सद्गुरु :–

जय जय राम सद्गुरु राम, अहंराम पूरण काम;

अहं ब्रह्म परं धाम, सच्चिदानंद आत्माराम;

अस्ति भाति प्रियरूप, अहं वर्जित नाम रूप ;

अखंडानंद ब्रह्मानंद, पूर्णानंद परमानंद ।

गुरु दत्तात्रेय अवधूता,

जनार्दन स्वामी एकनाथा :—

हरिनारायण गुरुनारायण द्वैतनिवारण-

परमानंद सदाशिवशंकर भक्तजनप्रिय-

पंकज लोचन नारायण तव रूपोहम् ॥



॥ अनुष्टुप् ॥

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु र्गुरुर्देवो महेश्वर : ।
गुरुः साक्षत् परं ब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

पुस्तक मलवानां ठेकानां :-

ब्रह्मनिष्ठ सद्गुरु श्रीभगव[illegible]

त्रिभ्वनाथजीनां श्रीगुरुस्था[illegible]

[illegible]ामनगर :— जला[illegible]ी जाल पासे.

मुंबई :-शेठ जेठा धनजीना [illegible]लामां

पहिले दादरे दरियास्थान गलीमां.